

॥ ૐ ॥



શ્રી લક્ષ્મિકાન્તનાટકસમાજ.

# દાનવી માયા.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.



છપાવી પ્રસિધ્ધ કરનાર.

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેક:-શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામ-વિકટોરીઆ થીએટર, ગ્રાંટરોડ-મુંબઈ.

—:ꟷ○ꟷ:—

કીંમત ત્રણ આના.

॥ ॐ ॥

॥ तत्सत् परमात्मणे नमः ॥

# દાનવી માયા.

## નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

### શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ માટે


છપાવી પ્રસિદ્ધ કરનાર.

**ચંદુલાલ હરગોવનદાસ શાહ**

માલેક—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામ-વિક્ટોરીઆ થીએટર, ગ્રાંટરોડ-મુંબઈ.

સુરત, ગોપીતળાવ રોડ પર આવેલા

શ્રી "રાંદેર" પ્રિન્ટિંગ પ્રેસમા રતિલાલ દુર્લભદાસે છાપી.

આવૃત્તિ ૨૭ સને ૧૯૧૮ પ્રત ૫૦૦૦

કીંમત ૩ આના.

૧૯૦૮



આ નાટક વિષેના પ્રત્યેક અધિકાર ઇ. સ. ૧૮૬૭ના ૨૫મા
એક્ટ પ્રમાણે માલીકે પોતાને સ્વાધીન રાખ્યા છે માટે
તેમની આજ્ઞા વિના આ નાટક કોઇએ ભજવવું,
ભજવાવવું કે છાપવું, છપાવવું નહિ.



# દાનવી માયા નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

શ્રીકૃષ્ણ પરમાત્મા...આ વિશ્વવિખ્યાતવિભુતિના પરિચયની જરૂર નથી
બળરામ ... ... શ્રી કૃષ્ણના વડીલ બંધુ
અભિમન્યુ ... ... વીર અરજુનનો પ્રતાપી પુત્ર
ઘટોત્કચ ... ... પાંડવ ભીમસેનનો પ્રબળ પરાક્રમી પુત્ર
દુર્યોધન ... ... કૌરવ કુળના અગ્રણી અને હસ્તિનાપુરનો રાજા
દુ:શાસન ... ... દુર્યોધનનો કનિષ્ટ બંધુ
શકુની ... ... દુર્યોધનનો મામો
લક્ષ્મણ ... ... દુર્યોધનનો અવિચારી પુત્ર
ભદ્રસેન ... ... એક યાદવ સેનાપતિ
ગોકુળ ... ... ભુલકણા સ્વભાવનો એક હસમુખો બ્રાહ્મણ
શાસ્ત્રીજી ... ... મેલી વિદ્યામાં પ્રવિણ થએલો એક ગરીબ બ્રાહ્મણ
રાજપુરોહિત ... હસ્તિનાપુરનો પુરોહિત
ખોડીયો ... ... ગોકુળનો નોકર
ભગલો ... ... શાસ્ત્રીનો નોકર

ઉપરાંત—બ્રાહ્મણ, પ્રતિહારી, સૈનિકો, રાક્ષસો વીગેરે.

# સ્ત્રી પાત્રો.

—⊙—

| | | |
|---|---|---|
| વત્સલા | ... ... | બળરામની પુત્રી અને અભિમન્યુની અર્ધાંગના |
| વિલાસીની | ... | વત્સલાની પ્રીય સખી અને પછીથી ઘટોત્કચના પત્નિ |
| મોહિની | ... ... | મદ્રસેનની પુત્રી અને પછીથીલક્ષ્મણનીપ્રિયતમા |
| સુભદ્રા | ... ... | અભિમન્યુની માતા અને શ્રીકૃષ્ણની ભગિની |
| હિડંબા | ... ... | ઘટોત્કચની માતા |
| મથુરા | ... ... | ગોકુળની સ્ત્રી |
| ત્રીવેણી | ... ... | શાસ્ત્રીજીની સ્ત્રી |

ઉપરાંત—દાસીઓ, સખીઓ, વારાંગના વીગેરે

સ્થળ—હસ્તિનાપુર, હિડંબાવન અને દ્વારિકા



— ઘર સંસારીઓને ખુશખબર —

# ચાલુ જમાનાની નવી ફેશન

અપ—ટુ—ડેટ પાકા રંગના

# ફેન્સી છાયલો

## ક્યાંથી લેશો ?

કાલબાદેવી રોડ ઉપર ૨૦ વરશના જુના અનુભવી

## શા૦ કુંજીલાલ કીશોરીલાલ

કે જ્યાં ઠગાવાની તથા કાચા રંગની ધાસ્તી નથી.

અમારે ત્યાં હરેક જાતનું રેશમી તથા સુતરાઉ કપડાં રંગવાનું તથા છાપવાનું કામ ખાસ માલેકોની દેખરેખ નીચે થાય છે. એક વખત પધારી ખાત્રી કરો.

## શા૦ કુંજીલાલ કીશોરીલાલ

ભુલેશ્વર-નરનારાયણના મંદીર સામે ઘ. નં. ૩૫૪
પોસ્ટ નં૦ ૨, મુંબઇ.

— જુના અને જાણીતા —

# ડાહ્યાભાઇ જગજીવનદાસ

## જરીવાલા




હમારે ત્યાં ચોખખી ચંદીની ભરતકામની જીક, ટીકી, કાંગરી, કટોરી (પુળીયા) નાકા તથા લાકડી કસબ-ગોટા (રીબીન) વિગેરે હરેક જાતનો જરીમાલ હમારે ત્યાં તૈયાર મળશે તથા ઓર્ડર મુજબ બનાવી આપવામાં આવશે તેમજ ઓર્ડર પ્રમાણે હરેક જાતનું અપ-ટુ-ડેટ ફેશન મુજબનું ભરતકામ બનાવવામાં આવે છે.

હમારા કારખાનાની બનાવટની ઉંચી કારીગીરીની ખાત્રી માટે મુંબઇ તેમજ કલકત્તાના મોટા એકઝીબીશનોમાંથી સોનાનાં ચાંદ સરટીફીકેટો મળેલાં છે.

નં૦ ૩૭ ભીંડીબજાર—મુંબઇ.

# દાનવી માયા.

## નામક નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.

### પ્રારંભમાં નાન્દી.

## અંક પહેલો.

**પ્રવેશ પહેલો—કૌરવોની રાજસભા**—વિજયયાત્રાએ નિકળતા હસ્તિનાપુર આવેલા બળરામ અને દુર્યોધનનો મેળાપ અને આનંદ દરમ્યાન શિકારના ઝગડામાં હાર પામેલા અને પાર્થ પુત્રના વીરત્વથી ક્રોધે ભરાયેલા લક્ષ્મણનું આવવું, દુર્યોધન પાસે અભિમન્યુ પર અત્યાચારનો આરોપ મુકી જુઠી ફરીયાદ કરવી, જેથી દુર્યોધન ક્રોધે ભરાઇ અભિમન્યુને, બોલાવી દોષિત ઠરાવી ધિક્કાર આપે છે, પરંતુ વીર અભિમન્યુ પોતે નિર્દોષ હોવાથી, દુર્યોધનને દાંતતોડ જવાબ આપે છે. જેથી બળરામ તેને ઉદ્ધત જાણી પોતાની પુત્રીનો તેની સાથેનો સંબંધ તોડી દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે કરવાની પ્રતિજ્ઞા કરે છે તેથી અભિમન્યુ ઉશ્કેરાય છે અને બળરામને અવિચારી સાહસથી અટકાવતા વિતંડાવાદ વધી જાય છે પરિણામે તલવારો ખેંચાય

છે ત્યાં શ્રી કૃષ્ણ પ્રગટ થઇ અભિમન્યુનું અનિષ્ટ કરવા તૈયાર થયેલા દુર્યોધનને અટકાવે છે.

## ટેબ્લો.

**પ્રવેશ બીજો-સુભદ્રાનો આવાસ**-પ્રતિકુળ ભાગ્યદશાનો વિચાર કરતી સુભદ્રાને અભિમન્યુ આવી સગપણ તોડ્યાના સમાચાર આપે છે જેથી ક્રોધે ભરાઇ વીર માતા નિરૂત્સાહી પુત્રના હૃદયમાં ઉત્સાહનો દિપક પ્રગટાવી વત્સલાનું હરણ કરવા ઉશ્કેરે છે અને માતા પુત્ર દ્વારિકાં તરફ વિદાય થાય છે.

**પ્રવેશ ત્રીજો—ગોકુળનું ઘર**—ગોકુળની સ્ત્રી મધુરી પોતાના પતિના ભુલકણા સ્વભાવથી કંટાળેલી દેખાય છે, ગોકુળ પ્રવેશે છે, તેના ભુલકણા સ્વભાવનું પ્રત્યક્ષ પ્રમાણ જણાય છે, મધુરી કંટાળીને પોતાને પીયર ચાલી જાય છે.

**પ્રવેશ ચોથો-વત્સલાનું વસંતોદ્યાન**-વત્સલાનો સખીઓ સાથે હાસ્યવિનોદ ચાલી રહ્યો છે ત્યાં વિલાસીની આવી અભિમન્યુ સાથે નો સબધ તોડયાના સમાચાર આપે છે જેથી વત્સલા ચીંતાતુર થાય છે અને કોઈ રસ્તો ન સુઝવાથી શ્રીકૃષ્ણનું શરણ યાચે છે ત્યાં શ્રી કૃષ્ણ પ્રગટ થઇ તેની મનઃકામના પૂર્ણ કરવાનું વચન આપી સાંત્વન કરે છે, પછીથી પ્રેમઘેલી કુમારીકાના પતિ ભક્તિ દર્શાવનાર ઉદ્દગારો.

**પ્રવેશ ૫ મો—સ્થળ ઉદ્યાન.** મુગ્ધા કુમારીકા-ત્રીવેણી અને સખીઓનો હાસ્યવિનોદ, બાદ સખીઓનું જવું, અચાનક રાજપુરોહીતનું શાસ્ત્રી સાથે પ્રવેશવું અને પુત્રી ત્રીવેણીનો શાસ્ત્રી સાથે હસ્તમેળાપ કરી પ્રસ્થાન દંપતિની પ્રેમગોષ્ટી.

**પ્રવેશ ૬ ઠો—ભયંકર જંગલ**—દ્વારિકા જતાં સુભદ્રા અને અભિમન્યુ ભૂલા પડવાથી ભયંકર જંગલમાં આવી ચડે છે જેથી સુભદ્રા ગભરાય છે પરંતુ તેનું શાન્તવન કરી એક નિર્ભય સ્થાનમાં બેસાડી અભિમન્યુ જંગલ સળગાવે છે; જેથી તે સ્થાનનો સ્વામી ઘટોત્કચ આવી અભિમન્યુથી યુદ્ધ મંચાવી પરાજય આપી તેના શૌર્યની શ્લાઘા કરતો ચાલ્યો જાય છે ત્યાં સુભદ્રાનું આવવું, પોતાના પુત્રને મૃત્યુ પામેલો જોઇ સંતાપ કરવો, તેટલામાં હેડંબાનું આગમન, પરસ્પર ઓળખાણ અને સ્નેહીઓનો મેળાપ, પછીથી ઘટોત્કચનું આવવું, હિંડબાએ તેને અભિમન્યુ સાથેનું સગપણ સમજાવવું અને ભ્રાતૃહત્યા માટે ધિક્કાર આપવો, જેથી ઘટોત્કચની આત્મઘાતની તૈયારી પરંતુ કૃષ્ણચંદ્ર પ્રગટ થઇ ઘટોત્કચને સાહસ કરતો અટકાવી અભિમન્યુને સજીવન કરે છે અને ઘટોત્કચ આશ્ચર્ય પામે છે.

— ટેબ્લો. —

**પ્રવેશ ૭ મો—રાજમાર્ગ**—શ્રી કૃષ્ણના ઉપકારથી તેના ગુણાનુવાદ ગાતા ઘટોત્કચ અને અભિમન્યુની શોધ માટે નીકળેલી વિલાસીનીનો મેળાપ. નૂતન પરિચય થયા બાદ વિલાસીનીએ બનતી મદદ કરવાનું વચન આપવાથી આનંદિત બની ઘટોત્કચ અભિમન્યુને બોલાવવા માટે જાયછે પછી વીર ઘટોત્કચપર મોહિત થયેલી વિલાસીનીનો તેનેજ વરવાનો નિશ્ચય.

**પ્રવેશ ૮ મો—ગોકુળનું ઘર.**—મથુરીથી કંટાળેલા ગોકુળનું મથુરીના પીયર જવાથી ખુશી થતાં આવવું તથા તેનું હંમેશને માટે કાચલું કાઢી નાખવા એક મેલી વિદ્યા જાણનાર

શાસ્ત્રીજીને બોલાવી તેની સામે મથુરીનું વિષે જેમ તેમ બોલવું, કપડાંની પેટી ભુલી જવાથી મથુરીનું પાછા આવવું અને છુપાઇને બધું સાંભળવું, મથુરીનો ક્રોધ અને ગોકુળની ફજેતી.

**પ્રવેશ ૯ મો—વત્સલાનો એકાંત વાસ**-પતિ વિયોગે ઉન્માદી બનેલી વત્સલા પાસે લક્ષ્મણ આવી પ્રેમયાચના કરતાં તિરસ્કાર મળવાથી ક્રોધે ભરાઇ જુલમ ગુજારે છે; પરંતુ અભિમન્યુના આગમનથી લક્ષ્મણનો ક્રોધ વધી જાય છે અને યુદ્ધ કરવા તૈયાર થાય છે. એટલામાં પ્રબળ પરાક્રમી ઘટોત્કચ પ્રગટ થઇ અભિમન્યુ અને વત્સલાને નસાડી મુકે છે અને સૈનિકોનો નાશ કરી લક્ષ્મણને એક ભયંકર દ્રશ્ય બતાવી ધમકાવે છે.

— ટેબ્લો. —

## ડ્રોપસીન.



# અંક ૨ જો

**પ્રવેશ ૧ લો—અભિમન્યુનો ઘટોત્કચે બનાવેલો મહાલય—** વત્સલાનો વિલાસિની અને સખીઓ સાથે હાસ્ય વિનોદ અને મીઠી મશ્કરી પછીથી અભિમન્યુ આવતાં દંપતિની પ્રેમગોષ્ઠી ત્યાર બાદ કૃષ્ણના હાથે અભિમન્યુ અને વત્સલાનો હસ્તમેળાપ અને અભિમન્યુની સદ્ધર્મ પ્રવૃત્તિની પ્રાર્થના.

**પ્રવેશ ૨ જો—સ્થળ—શાસ્ત્રીજીનું ઘર—**ગોકુળનું મુસલમાન સીપાહીઓના ડરથી ભુલમાં શાસ્ત્રીજીના ઘરમાં ભરાઇ જવું, ભયંકર ભુલથાપ—ઘોટાળો, પોલીસે ચોર સમજી ગોકુળને પકડી જવો.

**પ્રવેશ ૩ જો—બળરામનો આવાસ—**દુર્યોધન તથા બળરામનો મેળાપ, પરસ્પર કુશળ સમાચાર પુછાયા બાદ વત્સલાને જોવા માટે તે આ લગ્નમાં અસમ્મત છે એવી બળરામ પાસે દુઃશાસન શંકા કરે છે જેથી કૃષ્ણચંદ્ર ક્રોધે ભરાઇ વત્સલા રૂપે રહેલા ઘટોત્કચને લાવે છે અને તેનાજ મ્હોડેથી સર્વને ખાત્રી કરાવી વિદાય કરે છે સર્વના ગયા પછી વચ્ચે બોલવા માટે શકુની લક્ષ્મણને ધમકાવે છે પછીથી લક્ષ્મણ પોતાની બુદ્ધિનો ભંડાર ખુલ્લો કરે છે.

**પ્રવેશ ૪ થો—ઘટોત્કચે ઉપજાવેલું મનોહર સ્થાન—** કૌરવોને પાયમાલ કરવાના વિચારોમાં ગુંથાએલા ઘટોત્કચ પાસે વિલાસિની આવે છે અને અંતઃપુરમાં જવાનું સુચવે છે જેથી

ઘટોત્કચ એક મનોહર બજાર બનાવી વિલાસિનીને તેની સંભાળ રાખવાનું કહી વિદાય થાય છે પછીથી દુર્યોધન પોતાને બનાવતી રત્નો આપી કપટ કરનાર વ્યાપારીની શોધ કરતો આવે છે અને વિલાસિનીને તેની મદદગાર ધારી વ્યાપારી કયાં છુપાયો છે તે જોર જુલમીથી મનાવે છે ત્યાં વ્યાપારી વેશમાં ઘટોત્કચ પોતેજ પ્રગટ થઇ વિલાસિનીને બચાવી દુર્યોધન તથા દુઃશાસનથી વાક્‌યુદ્ધ મચાવે છે પરિણામે દુર્યોધન અત્યંત ઉશ્કેરાઇ તેનો ઘાત કરવા ધસે છે, પરંતુ ઘટોત્કચ છટકી જાય છે અને દુર્યોધન તથા દુઃશાસન તેની આસુરી માયાજાળમાં બધાય છે. — ટેબ્લો. —

**પ્રવેશ ૫ મો—ગોકુળનું ઘર—ગોકુળનું જામીનપર** પોલીસના હાથમાંથી છુટી આવવું પણ પાછો કચેરીમાં શો જવાબ આપવો તેનો વિચાર કરે છે, મથુરી પીયરમાંથી તેના મા બાપે પતિ પાસે જઇ ક્ષમા માગી તેની સેવા બજાવવાનું કહેલું હોવાથી પાછી આવી ગોકુળ પાસે માફ માંગે છે ગોકુળ તેને ક્ષમા કરે છે અને પછી કચેરીમાં બોલવાનો પાઠ યાદ કરે છે.

**પ્રવેશ ૬ ઠો—લગ્ન મંડપ—**કૌરવ અને યાદવોના સમુદાય વચ્ચે લક્ષ્મણ અને વત્સલા રૂપે રહેલા ઘટોત્કચનો કરત મેળાપ ને જોઇ દુર્યોધનનો આનંદ ઉભરાઇ જાય છે પરંતુ પળવા માં સર્વને આશ્ચર્ય પમાડતો વીર ઘટોત્કચ વનિતા વેશ ત્યાગી પ્રગટ થાય છે તે જોઇ સઘળા તેને પકડવા ધસે છે પરંતુ ઘટોત્કચ સર્વની આંખો-માં ધુળ નાંખી છટકી જાય છે. — ટેબ્લો. —



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો—અભિમન્યુનો આવાસ.**—સુભદ્રા અને હિડંબા સાથે અભિમન્યુ તથા ઘટોત્કચનો મેળાપ, ઘટોત્કચે યુદ્ધનું નિમંત્રણ આપેલું હોવાથી સંગ્રામની તૈયારી અને સર્વના ગયા પછી અભિમન્યુની વત્સલા પાસેથી પ્રેમભરી વિદાયગીરી.

**પ્રવેશ ૨ જો—સ્થળ પાંડવોનો આવાસ**—સુભદ્રા અને અભિમન્યુ તરફ ક્રોધાગ્નિ વરસાવતો દુર્યોધન છંછેડાયલો પ્રવેશે છે, અચાનક સુભદ્રા પ્રવેશે છે, બંને વચ્ચે વાદવિવાદ, ક્રોધે ભરાયલો દુર્યોધન સુભદ્રાને મારવા ધસે છે, અચાનક શ્રી કૃષ્ણ પ્રગટ થઇ દુર્યોધનને સાફાસ કરતો અટકાવે છે. — ટેબ્લો. —

**પ્રવેશ ૩ જો—રણભૂમિ.**—બળરામને સમજાવવા છતાં ન સમજવાથી અને યુદ્ધની તૈયારી કરવાથી માઠું પરિણામ લાવનાર યુદ્ધ વ્યાપાર વિષયમાં વિચારગ્રસ્ત શ્રી કૃષ્ણ ઉભેલા છે, ત્યાં સૈન્યને આવતું જોઇ અભિમન્યુ અને ઘટોત્કચને બચાવવાનો નિશ્ચય કરી ચાલ્યા જાય છે, પછીથી રાક્ષસો અને કૌરવોનું સૈન્ય આવતાં દુઃશાસન અને અભિમન્યુનું યુદ્ધ, તેમાં દુઃશાસનનો પરાજય, પછીથી દુર્યોધન સાથે યુદ્ધ કરતાં અભિમન્યુનું મુર્છિત થવું, ત્યાં બંધુની મદદે આવેલા ઘટોત્કચને હાથે દુર્યોધનને મુર્છા, ત્યાર બાદ બળરામ સાથેના હળ યુદ્ધમાં ઘટોત્કચ હારી જવાથી તેને નીચે પટકી બળરામ

તેનો નાશ કરવા મુશળ ઉઠાવે છે, પરંતુ શ્રીકૃષ્ણ પ્રગટ થઇ બળરામને અટકાવે છે. મુર્છિત થયેલા સર્વ યોદ્ધા જાગૃત થાય છે અને આશ્ચર્ય પામે છે.

— ટેબ્લો. —

**પ્રવેશ ૪ થો—કચેરી.**—ન્યાયાધીશ સામે ગોકુળનો ન્યાય, ભુલમાં ગોકુળના આડા અવળા જવાબ રહેમ કરી ન્યાયાધીશે આપસમાં સલાહ કરવાની સુચના કરવી, ફરીયાદી તથા આરોપીનું પરસ્પર સમજી જવુ— કોમીકનો અંત.

**પ્રવેશ ૫ મો**—શ્રી કૃષ્ણ બળરામને ઉપદેશ આપી શાન્ત કરે છે અને સુભદ્રા અભિમન્યુ તથા ઘટોકચ સાથેનું વૈર ભુલાવી સ્નેહ બંધાવે છે, આ દુર્યોધન આવતાં લક્ષમણુનાં લગ્ન મોહિની સાથે કરી આપવાનું કહી યુકિતથી શાન્ત કરી બળરામ તથા કૃષ્ણ વિદાય થાય છે પાછળથી સમય વિચારી નમી ગયલો દુર્યોધન તે બન્ને બંધુનો નાશ કરવાનો નિશ્ચય કરે છે.

**પ્રવેશ ૬ ઠો**—કૌરવો, બળરામ, અભિમન્યુ અને ઘટોત્કચ વચ્ચે સંપ સલાહ, પરસ્પર ક્ષમાની યાચના, શ્રી કૃષ્ણના વરદ હસ્તે વિલાસીની અને ઘટોત્કચ તથા મોહિની અને લક્ષમણનો હસ્તમેળાપ ! છેવટનો આનંદ !!! સર્વ શાન્તિ !!!

— સમાપ્ત. —



॥ ॐ तत्सत् परमात्मए नमः ॥

# દાનવી માયા.

## નાટકના ગાયનો



## અંક ૧ લો.

( મંગળાચરણ )

મમ નમન સરસ્વતીને
હે જનની, દુઃખહર, શુભકર, પ્રગતિને—
મયુર વાહન શુભ્ર વસના,
પદ્મ આસન બ્રહ્મ તનયા,
વાદ્ય વીણા ધારિણી;
કર પૂનિત ધરજે, તિમિર હરજે, વિજય કરજે
પ્રણિત જનને—નમન.

વારાંગનાઓ— ૧

જય જ્યોતિ જગ ઝળહળે પ્રસરો જયજયકાર,
અમર હજો અવનિપતિ કુરુકુળ યશ વિસ્તાર.

રણુધીરા પ્રજા પ્રતિપાળ,
ધરી કંઠે વિજય વરમાળ—રણુ૦
ભગં ભારી ધૈર્ય ધારી જાણે અરિજન કાળ-ધરી.
રાજ્ય નીતિમા પ્રતિતિ જીતી પ્રદેશ વિશ્વાસ-ધરી૦

વારાંગના— ૨

હેરી ! ફેરી ગગરી નીડર યે કનાઇ
નીર ભરન મંય કયસે કયસે જાઇ ! —હેરી૦
પન ઘટવા પે ઠઠોલી મચાઇ,
ગગરી પટક મોરી ચુનરી ભીજાંઇ.
નીકૂટકો કયસે સમઝાઇ !—
રગઝગમેં મંયને મુંદરી ગવાઇ,
પીયા મોહે પુછે કહું બાત કયા બનાઇ.
લોગ કહત હરજાઇ..................હેરી.

સુભદ્રા— ૩

વિશ્વપતિ માયા તારી, ભ્રામક ભસે છે ભારી,
ધૃતિ જાયે માનવ હારી.—
જીવ જરી ન શાન્તિ પામે, મોહ મમતામા વિરામે,
સારંગ પાણીને વિસારી.................વિશ્વ.
મૃગજળ એ માયા વારી, માનુવ થાકે મોત્યા મારી
[illegible] સ્વામી ! લે ઉગારી....................વિશ્વ૦

અભિમન્યુ— ૪

લાવું હરી જય કરીને, પ્રિયતમા
કૌરવના મદને તોડી,
ધરી કૃપાણ, હારી પ્રાણ રણમાં—લાવું૦
મદભર વચન એ ભારી ઉચરતા;
અભિમાની દીનજન દુઃખિતજ કરતા—ધરી૦

મધુરી— ૫

મધુરી હું મદઘેલી નાર, જોઇ તન ઉપવનની આ બહાર,
મધુકર ઉડેજ અપરંપાર..................મધુરી.
પરણ્યો પીટયો મળ્યો ભૂલકણો, તેથી જોબન ભરતી,
રહેતી નીરંતર પીડા કરતી, મદમાતી થઇ ફરતી—

ફુળ અને મધુરી— ૬

હું તો ચાલી પીયર, બને જાઓ રામ રામ
મારું મોંઘુ મહીયર, મોંઘા થાઓ રામ રામ—
જોગ મળ્યા કે અહીં પરણાવી, માગ બાપે લાવી,
ક્યાંથી મારા કરમે આની બલાક ખીલ્લી આવી;
ભલું ભાગ્ય જો ટળે પનોતી, હું જાણીશ કે બેરી ન્હોતી.
પડો ખાડમાં,......................ચાલી.

વત્સલા અને સખીઓ— ૭

મનહર શોભા સુંદર ઉપવનની અવલોકી અનુરાગે—
આવી વસંત મધુર વધાવો, માળ કુસુમની ધારીને,
દિવ્ય અમીરસ ભરીયે ભાવો, અંતર વ્હાલ વધારીને-મનહર૦

મધુરી કોયલ ટહુકે છે, ચંદ્ર ગગને ચમકે છે,
સરવરમાં છલકે વારી, મધુકર ગુંજ કરે ભારી,
આવો, આવો, લઈએ લ્હાવો, સજની પ્રેમ પરસ્પર
ધારી—મનહર.

વત્સલા અને સખીઓ— ૮

લજ્જા ધરનારી, અનંગ રંગ ભારી,
તારી છાતલડીમાં છલકાય—
નયને પ્રીતિ સુધા ઝલકાય,
ખીલ્યું જોબનીયું ઝોલાં ખાય—લજ્જા૦

આશી લવારી? તમથી હું હારી, હાસી ન હુથી રહેવાય,
પ્રીતમજી આવશે, પીડા શમાવશે, શાણી શાને શરમાય?
ઘેલી શાને અધીરી થાય?—લજ્જા૦

વત્સલા— ૯

સ્નેહ ગ્રંથીએ જે ગુંથાયો, સ્નેહ સરોવર વસનારો,
પ્રણય પંથ ગામી નવ તજશું, એજ નેત્રનો છે તારો - સ્નેહ૦
નાર નાવને નાવિક એ તારે, ભવ સાગરથી ભામાં ઉગારે,
તે પ્રીયતમનું નામ સ્મરતાં તરશું સંસારે—સ્નેહ૦

દુઃખ અને રોગોથી નહિં મારે, નાર સતિનું ભુષણ એ ભારે,
તે પ્રભુનું આ દેહ હૃદયમાં, ધ્યાન સદા ધારે
હૃદયનું ધ્યાન સદા ધારે—સ્નેહ૦

ત્રીવેણી— ૧૦

મને મોહન મીલાવો, જોબનીયું એળે જાય,
મારી કળી મધુર, ખીલી પૂર, પીયુ વિના કરમાય—મને૦
નારી નાજુકેડી, નાની નમર લચકાવતી,
ખીલી પાંખલડી, ભોગી ભ્રમર લલચાવતી,
રાતલડી સુની લાગે મુજને વેરણુ થઇ અકળાવે
મન્મથમાં વ્યાકુળ વામા થાય (૩)
મનહરને મળવા ઘેલી જાય (૩)
આવો કોઇ આવો રસીયા વીરહી કાયા
શીતળ થાય—મને૦

ત્રીવેણી અને સખીઓ— ૧૧

ગાન મધુરાં ગાય રતિનાં રૂપે કામ લજાવે,
સ્નેહ સુધારસ સીંચન કરતાં ઘડી ઘડી શરમાવે,
મુજને એ મોહન મન ભાવે,
વાત વાતમાં રીસ કરીને, રોષ દોષ દર્શાવે,
પણ મમતાથી પગે પડું તો છાતી શું લપટાવે· મુજને૦
કરી કમાણી પૈસા લાવે, પેટીમાંજ દબાવે,
કુંચી કરમાં. લ્યો શેઠાણી ! કહી કહી બોલાવે—મુજને૦
ઘર કુકડો થઇ ઘરમાં બેસી, આજ્ઞા નિત્ય ઉઠાવે,
ઘરની દેવી કહી સલુણો, સેવા સર્વ બજાવે—મુજને૦
પ્રેમ પુષ્પનો પ્રેમ ભોગી તે પ્રેમ સુધા પીવરાવે,
પ્રેમેથી પરિરંભણ આપી, પ્રેમ ઝુલે ઝુલાવે—મુજને૦

ત્રીવેણી અને શાસ્ત્રીજી— ૧૨

લાલ લોચનો નીરખી લાલા હારી હું મન મોહન મારા,
પ્રેમ ઝુલામાં પ્રાણ ઝુલાવો રેલાવો રતિરસની ધારા.
કામ મંદિરિયામાં આવો રસીયા રસ પીનારા,
શય્યા સુખકર શોભાવો, હું છું આધીન દારા;
ખીલી વાડી લૂટાવો, લુંટો રસીલા માર;
રાતલડીરે ! રસીયા અંગે માણશું-હાં-કામ.

અભિમન્યુ— ૧૩

વિધિની કૃતિ ગતિ આ, છે અપાર !
ક્યારે દરિદ્ર ક્યારે ધનિક, શી રચના !—વિધિ૦
કરતી કવચિત નૃપતિ પામર જનને,
ભુપ ભારી રાજ્ય હારી, ભટકે;
વિપદ્હાર, વિશ્વાધાર, દીન જનના—વિધિ૦

વિલાસિની— ૧૪

મનહર મોહનપર વારીરે, બલિહારી.
છબી સુંદર મનમાં ધારીરે, બલિહારી—
કામણગારે કામણ કીધું, મદને મમ ભાન હરી લીધું,
કરી ઘાયલ બાણ કુમારીરે બલિહારી—
મનનો પરમેશ્વર એ મારો, કરૂંના દીલથી કદીયે ન્યારો.
વરૂં વ્હાલમ વ્હાલ વધારીરે, બલિહારી—
પીયુને અધરામૃત પાન ધરી, પરિરંભણ પાક રસાળ કરી,
સેવા કરૂં સેજ સમારીરે, બલિહારી—

ગોકુળ-મધુરી-શાસ્રી-ખોડો—૧૫

જોજો આ નવી નવાઇ, ખુરશી ઉપાડી ચાલ્યો ભાઇ—
ખોડા ટેબલ ઉપાડ, આવી પહોંચી છે ધાડ,
શાને કરો છો વાર, જોજો આ જુલની ભવાઈ;
નિંદાનું કેવું છે માઠું પરિણામજી,
નાચોને નાચ તમે ગરજી ગુલામજી, ચલાવ.
તતતત થેઇ (૩) તથેઇ, તથેઇ, તથેઈ,
માથે ઉપાડો ભાર, હાજી હાજી તૈયાર;
મને જુતાંના માર, બચ્ચાંને માફ કર બાપ—

— ડ્રોપ —



# અંક ૨ જો



સખીઓ— ૬૬

મોંઘી સરજાવી મેંતો, કંચુકી ઉમંગમાં,
પ્હેરીને ચાલી સખી ! રમવા હું રંગમાં,
રાતલડી ખીલી ખુબ ચંદા ચમકાવતી,
હસતી હું ચાલી મધુર ઝાંઝર ઝમકાવતી
મોતી ઝળકે (૨) કંચુકામાં અમૂલરે બ્હેનડી—મોંઘી૦
કંચુકી કસબી કસી, ધરી સોળ શૃંગાર,
થઇ જાવા તૈયાર હું રતિ મંદિર અને દ્વાર.
શોભા અંબરની ન્યારી, ચમકતા તારલીયા ભારી,
રાજે રવિ શશી બે દેવ, કળા આકાશ તણી ધારી
પહોંચી પ્રીયતમ પાસ હું નીરખી નયને નાથ,
ખેંચી પાલવ પ્રેમથી ભીડી હૃદયા સાથ.
રસીકને રીઝવવા શૃંગાર સઘળા ધારીયેરે
સફળતો નાર તણો અવતાર પ્રીત વધારીયેરે
શીયળ ધારી સેવા કરીયે તરીયે દુસ્તર આ સંસાર
પતિથી તરીયે આ સંસાર..................મોંઘી૦

વત્સલા અને સખીઓ— ૬૭

આલી ! ધીમે નચાવી આંખ તારી, પ્રીતમ પ્રેમવારી,
શોભાવજે લુંટારી;

ને હસીત વદન, મધુર નયન, શયનમાં સમારી...આલી૦
આગ અંગની, છે અનંગની, મદન જંગથી
પ્રજાવ જા ખીચારી !
પ્રેમધારી, રસ ભારી, ધુતારી, રસભીનાને,
પાઇ પ્રીત ધારી—ને હસીત૦

અભિ૦ અને વત્સલા— ૧૮

શામળીયા આ સુંદરી સ્વીકારજોરે,
વાહ રસીયા, આ કુમુદનણા શશી રાજજોરે;
મદનયને હું લુંટાઇ, વનવેલી હું વીંટાઇ,
પ્રીતમ તમ તરૂરસ રેલાવજોરે—શામળીયા૦
શાણી પ્રીય વાણી વશીકરણી,
હું દાસી પ્રીય નાથ ચરણની;
કમળ નયન છબી ચંપક વરણી,
સજું સેવના વીર સુભટની;
કુસુમ બાણ સમ નયનાં નૃત્યે હારી, હૈયા હારજોરે—શામ૦

શ્રીકૃષ્ણ અને અભિમન્યુ— ૧૯

એ મારી આશિષ છે, કરો સુયશ વિસ્તાર,
અવિચળ કીર્ત્તિ પામજો, હજો સુખદ સંસાર.
શરણ શુભ રાચેરે આનંદ ઘનનું,
અનંત અઘ કાપી, વરદ કર સ્થાપી,
અક્ષય પદ આપો એ તારણ તનનું.—શરણ૦

છો પાળક નીજ ભક્તના, પૂર્ણ બ્રહ્મઅવતાર,
ઉરધારો એ પ્રાર્થના પ્રણમું વારંવાર,
સાગર ભવભારી, અવિનાશી લ્યો ઉગારી—અક્ષય૦

ત્રીવેણી— ૨૦

મદન સતાવે, મારૂં મન શરમાય,
મન શરમાય, મારૂં તન કરમાય...મદન૦
ભોજન ખવાવાને, નીંદ ન આવે,
વિરહ જગાવે, મારી જુવાની જણાય—મદન૦
રતિ રસ પાવાને, અતિરાઠ આવે,
મને હાથ ચોળી મારી કસોકસ થાય.—મદન૦

ત્રીવેણી-ગોકુળ-સીપાઈ-શાસ્ત્રી-૨૬

ચાલ ચાલ થઇ જા તૈયાર, ભૂલ્યો હું છોડો સરદાર.
ચાખો મજા તો લગાર, માફ કરો મારો ન માર—
રડયા ઠીક સજા થઇ, મારી અક્કલ મારી ગઇ,
ચાલો સરકારમાં લઇ, જોવા જેવી મજા રહી—
હું ભુલ્યો જોશી બાતા, જા ઝાંઝરીયા ખખડાતા,
વાહ (૩)........................ચાલ૦

ગોકળ-મથુરી— ૨૧

ઉપાડ લેને ખુરશી ટેબલ, એ આજ્ઞા ફરમાવી
સરકાર લ્યોને આપ હુકમમાં, હાજર સૌ છે આવી—

મુજને ઠેકાણે લાવી, હાં મુકિત તો ઠીક લગાવી
શીરતાજ શિશ નમાવી, હું હારી તાબે આવી
કેમ મધુરી કેરી સીધી, કરી તને શરમાવી
પીયરનું તાન ભૂલાવી, લે આપું ઘરની ચાવી
હ્યો ચાલો........... હા ચાલો...........
આ જોડી ઠીક જમાવી...................

મહિલા મંડળ— ૨૩

માંડવ મારે આજ વેવાઇ આવ્યા,
સાજન મોતી થાળ ભરીને વધાવ્યા—માંડવ.
રૂડા ફુલના હાર ગુંથાવ્યારે,
મેં તો મોતીડે ચોક પુરાવ્યારે,
વરરાજાને તોરણ લાવ્યા—માંડવ.
મારા ઉરમાં આનંદ ન માયેરે,
દેખી હરત મેળાપ હરખાયેરે,
વર કન્યાના કોડ પુરાયે—માંડવ.

— ડ્રોપ બીજો. —



# અંક ત્રીજો



સુભદ્રા— ૨૪

અખિલ વિશ્વના વિભુ કૃપાનિધિ જગત્પતિ—
અધમને ઉદ્ધારનાર, ત્રિવિધ તાપ ટાળનાર;
દયા ધરી હરિ વિદારો સર્વે દુર્મતિ—અખિલ.
સૃષ્ટિ સર્વ સરજનાર, વિલય આપમાં થનાર,
નિદ્રા કરી જરી, કરો સુપંથમાં ગતિ—અખિલ.

વત્સલા-અભિ-સખીઓ—૨૫

શુરા ભૂમી સમરની શોભાવજોરે,
રીપુરોગીને વિજય વધારજો;
યશ ભોગી થઇને વ્હેલા આવજો,
કીર્તિ માળા કુસુમની સોહાવજો;
સહાયક શ્રી ગિરિવર ધારી, આવું શત્રુ સંહારી
સંચરજો અસિકર ધારી, વ્હાલા હું તમપર વારી
ધીરા ! ધરણી તળને ધ્રુજાવજોરે—રીપુ.

શ્રીકૃષ્ણ— ૨૬

સત્ય સનાતન ધર્મ આ જગમાં
વિશ્વ પ્રેમ હૃદય રગ રગમાં—સત્ય.

એટજ રિદ્ધિ એકજ સિદ્ધિ
ચૌદ ભુવનની એક સમષ્ટિ
ધર્મ ધુરંધર પ્રેમ પુરંદર
અંતરથી ભજ અલખ અલગમ!–સત્ય.

એકજ મંત્ર સ્વતંત્ર જીવતનો
તંત્ર અલૌકીક બ્રહ્મ જીવનનો
એજ અનંત અનુપમ આનન્દ
તપ જપ અન્ય ઠરે બગઠગમાં –સત્ય.

ગોકુળ-મથુરી-શાસ્ત્રી-ત્રીવેણી—૨૭

પ્રભુ કૃપાએ આજે છૂટયા સંતાપથી
દયા કરી દીના નાથે ટાળ્યા પરિતાપથી—
સંકટના ડુંગર દીઠા, ભૂલ્યો ના બાપથી
સીધાનું આડું કીધું, બેહદ ભૂલ થાપથી—
કાળી કહૂની વાળાઓ ખુશ છે શ્રાપથી
સારૂં થયું કે છૂટયા સર્વે એ પાપથી—

શ્રીકૃષ્ણ— ૨૮

જુઓ હૃદયમાં વિચારી, રે ભ્રાતા !—જુઓ.
કામ ક્રોધ અરિ મોહ ચરી તો,
યોગી જ્ઞાની પણ જાયે હારી, રે ભ્રાતા !—જુઓ.

મમતામાં મુરખ મરી, વિધવિધ કરતો કર્મ
કુટીલ જનો નવ જાણતા, દેહ ધર્મનો મર્મ
જુઠી માયા ભરમાવે ભારી, રે ભ્રાતા !— જુઓ.

સર્વ— ૨૯

આજે આનંદ આનંદ હ્રદયે અપાર,
દશે દીશાઓમાં, વ્યાપી રહ્યો જયજયકા
ગુણ મણી ગાન મધુર બહુ ગાયે,
સહુ સજ્જન મન હર્ષ ન માયે,
નીરખી મંડપ શોભા ઈંદ્ર લજાયે—આજે.



# જાહેર ખબર.



નીચે દર્શાવેલા નાટકનાં ગાયનોના ઓપેરાઓ શેકડી કીમતે અમારી શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હશે ત્યાં ત્યાંની ઓફીસમાંથી મળશે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | દાનવી માયા | .... | .... | ....૦-૩-૦ |
| ૨ | સૂર્યકાન્ત | .... | .... | ....૦-૩-૦ |
| ૩ | ભાડાચો | .... | .... | ....૦-૩-૦ |
| ૪ | સુધા ચંદ્રિકા | .... | .... | ...૦-૩-૦ |
| ૫ | વીર કુણાલ | .... | ... | ....૦-૩-૦ |
| ૬ | પ્રેમ-સંહાર | .... | .... | ....૦-૩-૦ |
| ૭ | શંકરાચાર્ય | .... | .... | ....૦-૩-૦ |

માલેક,

શ્રી· લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

